*Verse 321. The authority of the Gita is cited here by the* author to prove his point.

Verse 322. In the sentence of the Gita (i. e. in मामेव ये प्रपद्यन्ते) the force of एव implies uselessness of every other means, because knowledge etc. are under the influence of Maya. This being the case knowledge has no efficacy as a means.

Verse 323. The only efficacious means is Bhakti. The example of the Gopis, the Gopas and the cows is cited to illustrate the point that although they had no knowledge, they got emancipation. This, however, does not mean that our author discards knowledge altogether. Knowledge has also its value provided it is coupled with devotion. Where there is devotion, there is grace of God. So man of knowledge also, if he has devotion, will be recepient of God's grace. This is corroborated by verses 325, 326, 327 which are reproduced here from the Bhagvat.

*Verses 329–330. Work and discipline also serve their utility. But the revelation of Krishna through these means is not their chief end. He reveals Himself, simply to fulfil the words of the scriptures but where there is devotion his revelation is unfettered and free. Of his own will, he reveals himeself to his devotees.*

*The revelation of God through work and discipline* differs from that through devotion. In the first case there is उदासीनता apathy, some hesitation on the part of Krishna, in the second case God himself loves the devotee, and reveals Himself to him.

To such a devotee God does not only reveal Himself, but also gives him the bliss of the soul. परिदेवना sorrow, anxiety, का परिदेवना what anxiety is there? i. e. there is no room for anxiety.

*Verse 332. Differences in the fruits of the three paths viz,* of knowledge, discipline and devotion are explained here by comparing them respectively with act of enduring pain of thirst, digging

the well for satisfying thirst, and standing on the very bank of the Ganges in order to quench one s thirst In the first case, one tries to overcome pain of thirst by enduring it, in the second, he is digging a well in the ground so that he may drink water This is nothing but undergoing toil and trouble to quench the pain of thirst But the man standing on the bank of the Ganges has neither to suffer any pain nor to undergo any labour of digging He has water just before him, without any troubles So it is the best means of quench ing thirst Similarly the means of devotion is best because it involves no labour or fatigue and is most easy

Verse 333 The devotion to God must be ceaseless (uninterrupted) and disinterested and also according to one s capacity

Verses 334-335. The external means of beholding God are mentioned here They are mercy to all creatures, contentment and the restraint of all the senses

Verse 336 The author says he has discussed the relative values of both the internal and the external means in this work The internal are to be preferrad to the external

Verse 337 Here he mentions the chief means i e भक्ति on which our author wanted to lay particular emphasis

Verse 338 Kapila s Samkhya, as mentioned in the Bhagvat being theistic is to be accepted as a partial means

Verses 339-340 Sometimes God like the king confers his favour upon anyone whom he chooses, but this does not mean that every time He will do so The examples of those receiving special favour of God are merely an exception, otherwise no body will practise the means mentioned by the scriptures In the opinion of Vallabhacharya the means of love to God is the best Where there is love of God there is grace of God God does not hesitate to shower his grace on the devotee who has unconditional love for God.

Verse 342. The scriptures composed by Kanad and other sages, are not trustworthy because their spirit is antagonistic to the path of devotion.

Verses 343-347. These verses contain, in short, the doctrine of Vallabhacharya which he already discussed at length in the preceding verses. The ultimate doctrine which he arrives at, is the doctrine of Love (for God). No other means is greater than that. This is to be understood properly from the Bhagvat. A devotee should, therefore, read the Bhagvat and understand and contemplate upon the various *lilas* of Krishna, as described in it. Our author here has undertaken to give correct interpretation of the various scriptures and the means mentioned in them. He has fulfilled his task here. But the meaning of the Bhagvat remains to be discussed. This is done by him in the third chapter of the *Tattva Dip Nibandha.* It is called the Bhagvatartha Niranaya i. e. Determination of the meaning of the Bhagvat.

Here ends the second chapter of the Tattva Dip Nibandh.

---

श्रीः



॥ श्रीकृष्णाय नमः ॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

॥ श्रीगुरुभ्यो नमः ॥

# तत्त्वार्थदीपनिबन्धनो प्रकरणविभाग

अने

# तत्प्रतिपाद्य वस्तु

## ( सर्वनिर्णयप्रकरण )

"विद्वद्भिः सर्वथा श्राव्यं ते हि सन्मार्गरक्षकाः"

( श्रीमद्वल्लभाचार्यचरणाः )

"कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी"

( मुद्रालेखोऽयं विदुषाम् )

प्रमाणबलमाश्रित्य शास्त्रार्थो विनिरूपितः ।
प्रमेयबलमाश्रित्य सर्वनिर्णय उच्यते ॥
प्रमाणेन प्रमेयेण फलतः साधनेन च ।
सर्वनिर्णय बोधाय द्वितीया प्रक्रियोच्यते ॥

### ઉપક્રમ.

શાસ્ત્રાર્થ પ્રકરણ પછી દ્વિતીય પ્રકરણ–સર્વનિર્ણય પ્રકરણનો પ્રારમ્ભ થાય છે. સર્વનિર્ણય એટલે–પ્રમાણ, પ્રમેય, ફલ અને સાધનોનો નિર્ણય. વાસ્તવિક રીતે તો પ્રમાણ બલનો આશ્રય કરીને શાસ્ત્રાર્થનું નિરૂપણ થયું અને પ્રેમ બલનો આશ્રય કરીને જ સર્વનિર્ણયનું નિરૂપણ છે. પરન્તુ સર્વનિર્ણયમાં યે પ્રમાણાદિ ચતુષ્ટયનો સપરિકર વિચાર હોવાથી કથન અયુક્ત તો નથી જ. પ્રમાણ બલ અને પ્રમેય બલ એ બન્ને શબ્દો સમ્પ્રદાયમાં ઘણા પરિચિત થયેલા છે. સામ્પ્રદાયિકો ઘણીવાર શાસ્ત્રીય મર્યાદા અને અશાસ્ત્રીય વ્યવહાર માટે આવા શબ્દોનો પ્રયોગ કરતા જણાઈ આવે છે. તેનું કારણ યથાર્થજ્ઞાનનો અભાવ છે, કિન્તુ ગ્રન્થોમાં પ્રતિપદોક્ત વાક્યોમાં એવા શબ્દોના પ્રયોગો આવે છે, તે તત્તત્પ્રકરણાનુરોધે ઊંડા અર્થના બોધક છે. તેનું તાત્પર્ય સમજવા માટે નિબન્ધના પ્રમાણ અને પ્રમેય પ્રકરણનો તથા શ્રીસુબોધિનીજીનો ઉંડો અભ્યાસ કરવાની જરૂર છે. અત્ર પ્રમાણ બલનો અર્થ વેદાદિ ભાગવતાન્ત પ્રમાણોનું બલ–અવિરોધે નિશ્ચિત તાત્પર્ય અને પ્રમેય બલ એટલે સકલ વેદાદિથી વેદ્ય પ્રભુનું બલ–

સર્વસમર્થ હોવા છતાં તે તે રૂપે પ્રતિનિયત તે તે કાર્ય કરવાપણું. અથવા પ્રમેય એટલે શાસ્ત્ર-સિદ્ધ ચક્ષુરાદિ જન્ય પ્રમાવિષયક પદાર્થોનું બલ-તત્તત્કાર્ય જનનસામર્થ્યનું અવધારણ કરીને પદાર્થોનો નિર્ણય-સ્વરૂપનું યાથાતથ્ય નિરૂપણ-સર્વ પદાર્થો બ્રહ્માત્મક હોવા છતાં જે પદાર્થોનું જે પ્રકારે યાથાર્થ્ય હોય, તે સર્વ-સપરિકર-નો નિર્ણય, તે સર્વનિર્ણય-આ ઉપરથી એમ ફલિતાર્થ ગ્રહણ કરી શકાય કે-સ્વતઃપ્રમાણ્યવાદિઓને-અસમ્ભાવના રહિત જ્ઞાનવાનને-જે પ્રકારના અર્થની-પાદાર્થસ્વરૂપની જરૂર છે, તેનું નિરૂપણ સર્વનિર્ણય પ્રકરણમાં છે. અને પરતઃ પ્રમાણ્યવાદિઓને-અસમ્ભાવના અને વિપરીત ભાવનાવાળા પુરુષોને-પણ જે પ્રકારે પદાર્થની યથાર્થતા-અસમ્ભાવના અને વિપરીત ભાવનાની નિવૃત્તિપૂર્વક આવશ્યક છે, તે પ્રકરણનો નિર્ણય સર્વનિર્ણય પ્રકરણમાં છે.

## પૂર્વપ્રકરણની સાથે સઙ્ગતિ

શાસ્ત્રાર્થ પ્રકરણમાં-**एतन्मतमविज्ञाय सात्त्विका अपि वै हरिम्। मतान्तरैर्न सेवन्ते तदर्थं ह्येष उद्यमः** આ કારિકાવડે શુદ્ધ બ્રહ્મવાદના અજ્ઞાનથી સાત્ત્વિક જીવોને પણ મતાન્તરથી ભ્રમ ઉત્પન્ન થતો હોવાથી પ્રભુનું ભજન કરતા નથી. તે જીવોને યથાર્થ વસ્તુનું ભાન થાય તે માટે પોતાનો આ ઉદ્યમ છે. એમ પ્રતિજ્ઞા કરેલી હોવાથી, તે પ્રતિજ્ઞાને સિદ્ધ કરવા માટે **प्रपञ्चो भगवत्कार्यः** ઇત્યાદિ કારિકાથી આરમ્ભીને જડ, જીવ અને અન્તર્યામીનું સ્વરૂપ અને તે તે સર્વનું ભગવદંશત્વ તથા ભગવત્સ્વરૂપત્વનું પ્રતિપાદન કર્યું, તેમ જ પ્રભુ જ પરમ ફલરૂપ છે એમ પ્રતિપાદન કરીને ભગવદ્ભજન જ જીવનું મુખ્ય કર્તવ્ય છે, તે જ જીવનનું પરમ ફલ અને અવાન્તર સાધન પણ છે એમ સર્વ શ્રુતિઓ અને ગીતા, વ્યાસસૂત્રો તથા ભાગવતનો સિદ્ધાન્ત છે, તેના જ અવિરોધે સર્વ પદાર્થો-સર્વ અભિધેયોનું તાત્પર્ય ગ્રહણ કરવું એમ પ્રતિપાદન કર્યું.

આ સર્વ જ-શાસ્ત્રાર્થ પ્રકરણોક્ત નિર્ણય હીનાધિકારી અને મધ્યમાધિકારીને ત્યારે જ સ્થિર થાય કે જ્યારે પ્રમાણોની પૂર્વાપર સઙ્ગતિ સાથે કે ઉપપત્તિપૂર્વક નિરૂપણ કરવામાં આવે. કારણ કે અસમ્ભાવના અને વિપરીત ભાવનાની નિવૃત્તિ શાસ્ત્રાર્થ પ્રકરણમાત્રથી જ થઈ શકે તેમ નથી. તદર્થ તો સર્વ પદાર્થોના યથાર્થ સ્વરૂપનો વિસ્તાર સાથે નિર્ણય કરવો પરમ આવશ્યક છે.

શાસ્ત્રાર્થ પ્રકરણમાં જડ, જીવ અને અન્તર્યામી એ ત્રણે ભગવદંશ છે, ભગવાનથી અભિન્ન છે, એમ જે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે કેવલ શ્રુત્યાદિ પદાર્થોના બલથી સિદ્ધ કરી શકાય તેમ છે. શ્રુતિ-શબ્દ પ્રમાણમાં જ્યારે પ્રત્યક્ષાદિનો બાધ આવતો હોય, ત્યારે મન્દ અને મધ્યમાધિકારીને તદ્ગુક્ત પ્રકાર રુચિકર તો ન જ થાય. કારણ કે પ્રથમથી સિદ્ધ ઘોડો હજારો શબ્દપ્રમાણના બલથી પણ કોઈથી ગાય છે, એમ સિદ્ધ કરી શકાશે નહિ.

વળી, આસ્તિકોને જો કે શ્રુત્યાદિ પ્રમાણ્યનો નિર્ધાર જ માન્ય છે, તથાપિ તદર્થ સર્વજ્ઞ એવા સ્મૃતિકારોના નિર્ણયો જ ગ્રાહ્ય હોય છે. શાસ્ત્રાર્થપ્રકરણમાં પ્રતિપાદિત વસ્તુ જો તેથી વિરુદ્ધ હોય તો અવૈદિક ઠરે. તેમ પ્રત્યક્ષાદિથી વિરુદ્ધ પ્રતિપાદન કરવાથી અસમ્ભાવના અને સ્મૃતિકારોથી વિરુદ્ધ પ્રતિપાદન કર્યું હોય તો વિપરીત ભાવના ઉત્પન્ન થાય. એમ ઉભય પ્રકારની ભાવનાની નિવૃત્તિને માટે સવિસ્તર સર્વ પદાર્થોનો નિર્ણય કરવો અત્યન્ત આવશ્યક છે.

## યથાર્થ જ્ઞાન કેમ થાય?

પ્રમાણ, પ્રમેય, ફલ અને સાધનનું નિરૂપણ કે તદનુકૂલ યુક્તિથી જ્ઞાનાદિમાર્ગ, પ્રાપઞ્ચિક પદાર્થ અને પ્રમાણાદિના સ્વરૂપનો યથાર્થ બોધ થાય છે, તેથી અસમ્ભાવના અને વિપરીતભાવનાની નિવૃત્તિ પણ થાય. તેથી હીનાધિકારી અને મધ્યમાધિકારીના હૃદયમાં શાસ્ત્રાર્થપ્રકરણોક્ત સિદ્ધાન્ત સ્થિર થાય. એ જ શાસ્ત્રાર્થપ્રકરણની સફલતા છે.

જો હીનાધિકારી અને મધ્યમાધિકારી માટે જ આટલો મહાન્ પ્રયાસ હોય તો આ શાસ્ત્રમાં–શ્રીમહાપ્રભુજીના ઉદ્યોગમાં ઉત્તમાધિકારીને શું મલે? શાસ્ત્રાર્થપ્રકરણમાં જે અર્થનું નિરૂપણ થયું, તે ઉત્પત્તિ પ્રકારે થયું અને તેનું જ નિરૂપણ સર્વનિર્ણયપ્રકરણમાં ઉપપત્તિ પ્રકારે કરવાનું છે. આથી ઉત્તમાધિકારીને પણ શ્રીમહાપ્રભુજીનો ઉદ્યમ લાભકારક તો છે જ.

## પ્રમાણાદિની સમ્બન્ધ ઘટના

પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ ચારે–યથાસમ્ભવ સર્વ અઙ્ગઉપાઙ્ગો સમેત–પ્રતિપાદ્ય છે. તે સર્વ જ જ્ઞાનાદિમાર્ગ અને યાગાદિ પદાર્થોનો બોધ કરાવવામાં કારણત્વે પણ પ્રાપ્ત જ છે અને તે પ્રકારે એ કારણતા જ્ઞાન પણ અસમ્ભાવના અને વિપરીતભાવનાની નિવૃત્તિ કરે છે. આ પ્રકારે એક બીજા સાથે ઉપજીવ્ય ઉપજીવક સમ્બન્ધ ધરાવે છે. પ્રમાણાદિ ચારેનું નિરૂપણ વ્યાસસૂત્રોને પણ અનુકૂલ જ છે. યદ્યપિ વ્યાસસૂત્રોમાં તેનું નિરૂપણ છે, તથાપિ ઉપર જણાવ્યા મુજબ અસમ્ભાવના અને વિપરીતભાવનાનો ઉદય થાય તો તેની નિવૃત્તિ માટે પ્રમાણાદિના બલાબલનો પણ વિચાર કરવો આવશ્યક અને પ્રસઙ્ગપ્રાપ્ત જ છે.

બલાબલના વિચારથી વેદાદિની અબિધતા સિદ્ધ થઈ જાય તો પણ એક શઙ્કા રહી જાય છે. તે એ કે જો જડ, જીવ અને અન્તર્યામી એ ત્રણે ભગવદંશ જ છે, તો પછી તેમને વિષે તારતમ્ય પણ ન હોય. કિન્તુ તારતમ્ય તો સ્પષ્ટ જ છે. અને જો સર્વ જ બ્રહ્મથી અભિન્ન હોય, તો બ્રહ્મમાં વિશેષતા શું છે? જડ, જીવાદિની ઉપાસનાથી જ કેમ નિઃશ્રેયસની પ્રાપ્તિ ન થાય? આ શઙ્કાની નિવૃત્તિ માટે પણ હેતુપૂર્વક સર્વના સ્વરૂપનો નિર્ણય કરવો આવશ્યક હોવાથી **પ્રમેય પ્રકરણ** પણ આવશ્યક છે. પ્રમેય પ્રકરણથી તારતમ્યનું જ્ઞાન થયા પછી પણ વેદમાં કહેલા અનેક સાધનો વિદ્યમાન હોવા છતાં ભક્તિ જ શા માટે આવશ્યક છે? ભક્તિમાં વૈશિષ્ટ્ય શું છે? એ શઙ્કા બાકી રહી જાય છે. તેની નિવૃત્તિ માટે સર્વ સાધનોનું ફલતઃ અને સુખદુઃખ સાધ્ય તથા તારતમ્ય જણાવવું આવશ્યક હોવાથી **ફલપ્રકરણ** પણ સર્વનિર્ણય પ્રકરણમાં અનિવાર્ય છે. ફલપ્રકરણથી ફલતઃ અને સુખસાધ્ય ભક્તિ જ શ્રેષ્ઠ છે, એમ જાણી લીધા પછી પણ જો વેદોક્ત માર્યાદિક સાધનોથી જ ફલ પ્રાપ્ત થતું હોય અને ભક્તિથી પણ તે જ પ્રકારનું ફલ મલતું હોય તો ભક્તિમાં વૈશિષ્ટ્ય કાંઈ પણ નથી એમ સિદ્ધ થાય છે, તેથી ફલતઃ ભક્તિનું વૈશિષ્ટ્ય નિરૂપણ કરવાને માટે **સાધન પ્રકરણનો** સમાવેશ સર્વનિર્ણય પ્રકરણમાં કર્યો છે. આ રીતે પ્રમાણ, પ્રમેય, ફલ અને સાધન એમ અવાન્તર ચાર પ્રકરણોવડે શાસ્ત્રાર્થ પ્રકરણમાં જણાવેલો સિદ્ધાન્ત દૃઢ થાય છે. તેમ થતાં સર્વનિર્ણયોક્ત વસ્તુનો પણ યથાર્થ રીતે બોધ થાય છે.

## સર્વનિર્ણયારમ્ભ

સર્વનિર્ણયપ્રકરણમાં સૌથી પ્રથમ, પ્રમાણપ્રકરણ જ અવાન્તર પ્રકરણત્વે ઉપસ્થિત થતું હોવાથી અને વેદ જ પ્રમાણ હોવાથી વેદાર્થનો જ નિર્ણય અને તત્પ્રતિપાદ્ય પ્રમેયનું

દિગ્દર્શન આવશ્યક છે. તેમ જ સર્વનિર્ણયાખ્ય મહાપ્રકરણનો આરમ્ભ કરવાનો હોવાથી શિષ્ટાચાર પ્રાપ્ત મઙ્ગલાચરણ પણ કર્તવ્ય હોવાથી વેદાર્થરૂપ અને વેદોદિત પ્રમેયરૂપ (પૂર્વકાણ્ડોક્ત પ્રમેયરૂપ) હરિની સ્તુતિ અને પ્રમેય નિર્દેશ પ્રથમ અને દ્વિતીય કારિકામાં કર્યો છે.

पञ्चात्मकं द्विरूपं च साधनैर्बहुरूपकम् ।
स्वानन्ददायकं कृष्णं ब्रह्मरूपं परं स्तुमः ॥
अग्निहोत्रं तथा दर्शपूर्णमासः पशुस्तथा ।
चातुर्मास्यानि सोमश्च क्रमात् पञ्चविधो हरिः ॥

પ્રભુ અગ્નિહોત્રાદિ પઞ્ચાત્મક છે. પ્રકૃતિ વિકૃતિરૂપે દ્વિરૂપ છે. એ બન્ને પણ સાધનોવડે બહુરૂપ છે તે કેવલ ધર્મરૂપે જ ફલ આપતા નથી; કિન્તુ, નિજાનન્દનું દાન પણ કરે છે, એવા બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણાખ્ય પરતત્ત્વની સ્તુતિ પ્રથમ કારિકામાં કરી છે. દ્વિતીય કારિકામાં પઞ્ચાત્મક પ્રમેયનો નિર્દેશ કર્યો છે. પ્રથમ મઙ્ગલવાક્યમાં પૂર્વકાણ્ડનો અર્થ સમાવિષ્ટ થાય છે અને ઉત્તરાર્ધમાં ઉત્તરકાણ્ડનો અર્થ છે.

## વેદાર્થનિરૂપણ

પૂર્વકાણ્ડમાં કહેલા અગ્નિહોત્ર દર્શપૌર્ણમાસ, પશુ, ચાતુર્માસ્ય અને સોમ એ પાંચે પ્રભુનું જ સ્વરૂપ છે તેના સાધનો પ્રયાજાદિ અને જુહૂ વિગેરે પાત્રો પણ પ્રભુનું જ સ્વરૂપ છે. નિત્યકર્મો પ્રાકૃત–પ્રકૃતિરૂપ છે. અને કામ્યકર્મો વૈકૃત–વિકૃતિરૂપ છે. જેમાં સકલ અઙ્ગોનો ઉપદેશ હોય તે પ્રકૃતિયાગ કહેવાય, અને જેમાં અઙ્ગોનો અતિદેશ કરાતો હોય તે વિકૃતયાગ કહેવાય. નિત્યકર્મ ન કરે તો પ્રત્યવાય પ્રાપ્ત થાય છે. બ્રહ્મજ્ઞાનયુક્ત પુરુષને યજ્ઞરૂપ હરિનું સેવન કરવાથી ભગવદાનન્દરૂપ ફલની પ્રાપ્તિ થાય છે. ભગવદાનન્દની અભિવ્યક્તિ થાય ત્યારે, અર્થાત્ પઞ્ચાત્મક યજ્ઞરૂપ હરિ અને બ્રહ્મ એ છયેની અભિવ્યક્તિ થયે ફલ પ્રાપ્ત થાય છે. આ વૈદિક મર્યાદા હોવાથી મર્યાદાને અનુરૂપ ક્રમમુક્તિની પ્રાપ્તિ થાય. જો બ્રહ્મજ્ઞાન ન હોય તો પઞ્ચાત્મ યજ્ઞરૂપ હરિ સ્વર્ગ–આત્મસુખનું દાન કરે છે. (કારણ કે यदेव विद्यया करोति ઇત્યાદિ શ્રુતિ બ્રહ્મજ્ઞાની કર્મ કરે તો તે કર્મ વીર્યવત્તર થાય છે એમ ઉપદેશ કરે છે.)

સ્વર્ગ બે પ્રકારનું છે. એક લોકાત્મક અને બીજુ આત્મસુખાત્મક. જે દુઃખથી ભેદાયું નથી અને જેની પ્રાપ્તિથી પણ દુઃખ નથી તે આત્મસુખાત્મક સ્વર્ગ છે અને જે ઇર્ષ્યાદિથી યુક્ત છે અને પુણ્યશીલ થતાં પુનઃ દુઃખ થવાના સમ્ભવથી યુક્ત છે તે લોકાત્મક સ્વર્ગ છે. ઉપર જણાવેલા છયે રૂપ ધરનાર (પઞ્ચાત્મક યજ્ઞરૂપ અને બ્રહ્મતનુ) પ્રભુનું મનન છે, તે આત્મસુખરૂપ ફલનું જ દાન કરે છે. જ્યારે સત્ત્વગુણ પ્રવૃદ્ધ થાય ત્યારે સ્વર્ગસુખ–આત્મસુખરૂપ સ્વર્ગ પણ પ્રાપ્ત થાય. આ પ્રકારનું ફલ મેળવવાની કામના ન હોય તો પણ તે પ્રાપ્ત થાય છે. અથવા નિત્યકર્મથી તેની પ્રાપ્તિ થાય છે. કારણ કે નિત્યકર્મ–ન કરે તો પ્રત્યવાયજનક છે, કરે તો અમુક જ પ્રકારનું ફલ પ્રાપ્ત થાય એવો નિયમ નથી, તેથી તે આત્મસુખ અર્પે છે. યજ્ઞરૂપ હરિ–મર્યાદાથી ઇચ્છિત ફલનું પણ દાન કરે છે.

જો આત્મસુખની જ પ્રાપ્તિ થતી હોય તો શ્લિષ્ટ સ્વર્ગ શબ્દ શા માટે વાપર્યો? કારણ કે લોકાત્મક સ્વર્ગ અત્યન્ત પ્રસિદ્ધ હોવાથી અને સુખના સાધનોથી યુક્ત પણ હોવાથી તેની પ્રાપ્તિ સર્વને ઇષ્ટ હોય છે, તેથી બાલાનુશાસનાર્થ, તથા રુચિ ઉત્પન્ન કરવા માટે શ્લિષ્ટ સ્વર્ગ

શબ્દ વાપર્યો છે; જેથી સર્વની પ્રવૃત્તિ થાય. વાસ્તવિક રીતે તો નિષ્કામ કર્મથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, એટલે આત્મસુખની પ્રાપ્તિ થાય છે; એ જ અર્થ યુક્ત છે. પશુબન્ધયાગ સર્વ લોકોને મેળવે છે અને ચાતુર્માસ્ય યાગ કરનારને અક્ષય્ય ફલને તે મલે છે. અક્ષય્ય ફલ આત્મસુખ વિના બીજું શું હોઈ શકે? એ જ નિત્યકર્મનું ફલ છે.

વિકૃતિયાગ પણ હરિનું રૂપ છે. કિન્તુ વિકૃતિયાગથી કિઞ્ચિત્ વિકૃત ફલ પ્રાપ્ત થાય છે. કારણ કે તેમાં સાધન પણ કિઞ્ચિત્ અન્યથા થાય છે. તે વિકૃતિ પણ વેદોક્ત હોવાથી ફલદાન તો કરે જ. જો વિકૃતિ યાગથી પણ શાશ્વતિક ફલ–આત્મસુખરૂપ ફલ–ની પ્રાપ્તિ થતી હોય, તો નિજકર્મમાં પ્રવૃત્તિ જ થાય, અને વિકૃતિયાગ કામ્ય હોવાથી અને તેમાં પશુ પુત્રાદિની પણ આવશ્યકતા હોવાથી નિત્ય કે કામ્ય કર્મ તેમના અભાવે સિદ્ધ થતાં નથી. વેદમાં નિત્યકર્મના અઙ્ગત્વે પણ–અપ્પ્રણયનાદિમાં–પશુ ઇત્યાદિ ફલની પ્રાપ્તિ જ જણાવી છે. એક જ કર્મથી અનેક ફલ તો મલે જ નહિ, તેથી પશુપુત્રાદિની પ્રાપ્તિ માટે કર્મની આવૃત્તિ કરવી પડે. નિત્ય કર્મો નિરઙ્ગ હોય કે યથાશક્તિ અઙ્ગવાળા હોય તો પણ આત્મસુખ ફલ આપે જ. પરન્તુ તે જ અગ્નિહોત્રાદિ નિત્ય કર્મો જ્યારે કામ્ય બને ત્યારે સાઙ્ગ કર્મ જ પશુ-પુત્રાદિ ઐહિક ફલ પણ આપે. જેમ ધ્યાનાદિથી મૂર્તિને વિષે પરમાત્માની અભિવ્યક્તિ થાય, તેમ અગ્ન્યાધાનાદિ ક્રિયાથી યજ્ઞરૂપ પ્રભુની પણ અભિવ્યક્તિ થાય. જ્યારે અભિવ્યક્તિમાં કામ્ય કર્મો હોય ત્યારે તે સાઙ્ગકર્મો ફલ અર્પે અને જ્યારે તદભિવ્યક્તિમાં કામ્યરૂપ ભલાભિ-કાઙ્ક્ષા ન હોય ત્યારે નિરઙ્ગ પણ આત્મસુખ અર્પે.

## બે જ પુરુષાર્થો છે

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે પુરુષાર્થ બે જ છે. એક દુ:ખાભાવ અને બીજો સુખ. સુખ સ્વર્ગાદિ પદવડે વેદમાં જણાવ્યું છે. મોક્ષ દુ:ખાભાવ પદવડે લક્ષિત છે. એ બન્નેનું અઙ્ગ ધર્મ છે. આત્મચિન્તન પણ ધર્મ જ છે. ધર્મનું સાધન અર્થ છે. યાગ ધર્મરૂપ છે, કામનું સાધન છે. અર્થાત્ જ અર્થ અને કામ પણ અઙ્ગ છે. સાધનરૂપ હરિ અને ફલરૂપ પણ હરિ જ છે. એમ વેદમાં નિરૂપણ કર્યું છે. એ યજ્ઞરૂપ હરિની પુરુષાર્થસ્વરૂપે અભિવ્યક્તિ થતાં જ સર્વ પુરુષાર્થો સિદ્ધ થાય છે.

## વેદનું પ્રયોજન, ત્રિવિધ જીવ અને ફલ નિર્ણય

પ્રભુનું રૂપ પ્રપઞ્ચવિચિત્ર છે. જીવ અંશરૂપ છે. અલ્પ એવા જીવોને ભ્રમ થાય છે, તેની નિવૃત્તિ માટે, અન્તઃકરણના પ્રસાદાર્થે પ્રભુએ વેદને પ્રકટ કર્યો. વેદનું આ પ્રકારનું સ્વરૂપ સાત્વિક જીવો જ જાણી શકે. જીવ ત્રણ પ્રકારના છે. દેવ, દાનવ અને માનવ, તે સર્વે વેદવિદ્ થયા, ત્યારે સ્વભાવ અને ગુણને અનુસરીને વેદાર્થ કરવા લાગ્યા. તેમની પ્રકૃતિના વૈચિત્ર્યથી શ્રુતિઓનો અર્થ પણ અનેક રીતે થયો, ઉપક્રમાદિ પ્રકરણાર્થરૂપ ભાવના અજ્ઞાનથી કેવલ વાક્યાર્થને અનુસરીને કેટલાકે વેદનો અર્થ કેવલ કર્મ જ છે એમ કર્યો. લોકપ્રતીત અર્થ જ વેદ કહે છે એમ પણ કેટલાકે નિશ્ચય કર્યો. ભગવાન્ સર્વ ગુણના અધિષ્ઠાતા છે. સર્વ માર્ગોને પ્રવર્તાવે છે તેથી તે કર્મમાર્ગને પણ પ્રવર્તાવે–તેને પણ અનુસરે, એમ પણ કેટલાકે નિર્ણય કર્યો. યાગ ભગવાન્‌નો અંશ હોવાથી સર્વ જ કામનાઓની પૂર્તિ કરે છે. પરન્તુ અહિઆં આટલું તો ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ કે જો સર્વ કામ–શુભાશુભ સર્વ જ–પ્રભુ, યાગદ્વારા આપે, તો વેદમાં કામનાનો વિષેધ ન કરે અથવા તો કામના હેય હોવાથી કામ્યકર્મો નિત્ય

નથી જ. જો યથોક્ત અથવા–જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો અપુનર્જન્મ–મોક્ષ મળે. અન્યથા પુનર્જન્મ પણ થાય જ. અર્ચિરાદિ માર્ગ અને ધૂમાદિ માર્ગ દ્વારા, અથવા જ્ઞાનનું ફલ મળે. કિન્તુ તે સર્વ જ વૈરાગ્યાર્થે છે. એમ પઞ્ચાગ્નિવિદ્યાના પ્રકારોમાં વર્ણવ્યું છે. જુઓ વ્યાસ-સૂત્રનો તૃતીયાધ્યાય.

## શાખાભેદનું કારણ

સર્વનિર્ણય પ્રકરણમાં પ્રમાણરૂપ પદાર્થનો નિર્ણય સૌથી પ્રથમ કરવાનો હોવાથી વેદાર્થની રૂપરેખા જણાવીને વેદમાં જે શાખાભેદો અને પાઠભેદો વગેરે મલી આવે છે તેનો પણ નિર્ણય કરવો આવશ્યક હોવાથી ચોવીશમી કારિકાથી આરમ્ભીને બત્રીશમી કારિકા સુધી શાખાભેદનો નિર્ણય છે. ઇતર **તન્ત્રકારોએ** પણ એ જ પ્રકારના વિચારો દર્શાવ્યા છે. તેમના મતથી વિશેષ વૈલક્ષણ્ય કાંઈ નથી. તેથી આપશ્રીએ તેનો નિર્ણય પણ સઙ્ક્ષેપમાં જ કર્યો છે. ઇતર તન્ત્રોથી જેવું વૈશિષ્ટ્ય તત્ત્વદીપનિબન્ધમાં છે, તેવું જ શાખાભેદના માટે પણ છવીશમી–દોઢ શ્લોકની–કારિકામાં પ્રદર્શિત કર્યું છે. અને બત્રીશમી દોઢ શ્લોકની કારિકામાં કર્મ તથા બ્રહ્મરૂપ પ્રભુના શ્રીઅઙ્ગના છ પ્રકારો પ્રદર્શિત કર્યા છે. ચોવીસમી કારિકામાં શાખાભેદે કર્મભેદ થતો નથી. કિન્તુ સર્વશાખાપ્રત્યય એક કર્મ જ છે. આ જ સિદ્ધાન્ત પૂર્વમીમાંસામાં દ્વિતીયાધ્યાયના ચતુર્થપાદના અન્તિમ અધિકરણ દ્વારા જૈમિનિ મહર્ષિએ પ્રતિપાદિત કર્યો છે. તેમ જ **वेदाँश्चैके सन्निकर्षं पुरुषाख्याः** આ પ્રથમાધ્યાયના અષ્ટમાધિકરણમાં યે કાઠકાદિ સમાખ્યા ઉપરથી વેદમાં કૃતકત્વ નથી એમ સિદ્ધ કરી બતાવ્યું છે. ઉભય અધિકરણોનો સૂક્ષ્મ વિચાર કરવાથી આપણે એ જ નિશ્ચય ઉપર આવી શકીશું કે કાઠકાદિ સમાખ્યાને લીધે વૈદિક કર્મમાં ભેદ નથી કિન્તુ તે તે સમાખ્યા તે તે શાખાના મુખ્ય અધ્યેતાઓનો જ પરિચય કરાવે છે. **स्वाधायविधि** સમગ્ર વેદાધ્યયનનો બોધ કરાવે છે. ત્યાં પણ **ऋग्वेदादि एकैकशाखाध्ययन** જ **નિકૃષ્ટાર્થ છે.** એક જ વેદવૃક્ષની અનેક શાખાઓ છે આથી જ શ્રીમાન્ કુમારિલભટ્ટ તન્ત્રવાર્તિકમાં કહે છે કે—

एकस्य वेदवृक्षस्य किञ्चित्कर्मफलश्रयात् ।
एवं शाखा प्रसिद्ध्यन्ति बहुशाखैकवृक्षवत् ॥

એક શાખાધ્યયન માટે પણ તન્ત્રવાર્તિકકાર જણાવે છે કે—

स्वाध्यायग्रहणेनैका शाखा हि परिगृह्यते ।
एकार्थानां विकल्पश्च कर्मैकत्वे भविष्यति ॥

'यथैवाकृतिः प्रतिव्यक्ति समवैति, तथैव स्वाध्यायत्वमेकैकसङ्ख्यां शाखायाम् । 'स्वाध्यायोऽध्येतव्यः' इति कर्मावबोधनं प्रत्युपादीयमानत्वाद्विवक्षितैकसङ्ख्यैका शाखाऽधेतव्या । नन्वेवं वेदान्तरस्याप्यध्ययनं न प्रसज्यते । न । वचनान्तरेण प्रतिप्रसवात् ।

આ ઉપરથી સ્પષ્ટ પણે સમજી શકાય છે, કે પ્રત્યેક વેદની એકેક શાખાનું અધ્યયન જ સ્વાધ્યયવિધિબોધિત છે. આ સમ્પૂર્ણ અધિકરણનું તાત્પર્ય શ્રીમદ્વલ્લભાધીશ અર્ધશ્લોકમાં જણાવે છે.

**बहुप्रकारमेकं हि कर्म वेदे प्रकाश्यते ।**

અહીં, સિદ્ધાન્ત તો પૂર્વમીમાંસોક્ત જ છે, કિન્તુ વૈશિષ્ટમાત્ર એટલું જ છે, કે શ્રીમહાપ્રભુજી સર્વશાખાઓમાં જણાવેલા કર્મનો અભેદ સ્વીકારીને તેમની ભગવદ્રૂપતા સાધી આપે છે અને ઇતરત્ર તેવા સ્પષ્ટ વચનો પ્રાપ્ત થતાં નથી. યદ્યપિ કર્મેશ્વરત્વવાદમાં યે ફલોત્પાદિકા શક્તિ કર્મમાં જ છે એમ સ્પષ્ટ જોવામાં આવે છે અને અન્તતો ગત્વા તેઓ પણ કર્મરૂપ બ્રહ્મને–ક્રિયાશક્તિપ્રધાન કર્મ બ્રહ્મને સ્વીકારે છે; જ્યારે શ્રીમહાપ્રભુજી અનેક શાખાગત કર્મ એક જ હોવા ઉપરાન્ત તે ભગવત્સ્વરૂપ છે એમ જણાવે છે. **भगवन्मूर्तितासिद्ध्यै ते सर्वे पूर्वजैर्धृताः** આ ચોવીશમી કારિકા સકલ વેદાર્થ અને અનેક પ્રકારનાં કર્મોનું સ્પષ્ટ ભગવત્સ્વરૂપત્વ સિદ્ધ કરી આપે છે.

આવરણભઙ્ગકાર શ્રીમત્પુરુષોત્તમજી મહારાજ પણ ઉક્ત કારિકાઓનું સ્વારસ્ય જણાવતા દ્વિતીયાધ્યાયના ચતુર્થ પાદનું દ્વિતીય અધિકરણ ટાંકીને તન્ત્રવાર્તિકોક્ત જ સમાધાન સ્વીકારી લે છે. એટલું જ નહિ પણ **शाखान्तराधिकरण**ના તન્ત્રવાર્તિકની આનુપૂર્વીથી જ ગુણપ્રધાનનો પણ વિચાર કરે છે. **यदि प्रतिशाखं कर्मभेदः स्यात्तत एकमूलाभावादादित एवारभ्य भिद्यमानत्वात्समस्तकर्माख्यपुष्पफलान्तरत्वाद्वृक्षान्तरवद्वेदान्तराण्येवोच्येरन्, न शाखान्तराणि** આ તન્ત્રવાર્તિકના અભિપ્રાયે જ નિજવ્યાખ્યામાં **यथा वृक्षे यावन्ति पुष्पफलपत्राणि शाखाभेदेन तत्र तत्र भवन्ति, तथात्र वेदस्य कृत्स्नं गुणकाण्डं तत्र शाखाभेदेन वर्तत इति सादृश्येन तस्य तस्य भागस्य शाखात्वव्यपदेशात्** ઇત્યાદિ પઙ્ક્તિમાં વ્યક્ત કરે છે.

શાખાભેદ હોવા છતાં ઇતર શાખાગત અઙ્ગકલાપ ગ્રહણ કરી શકાય છે, એમ મીમાંસાશદ્ધાન્ત હોવાથી નિખિલ વેદ એકમૂલવાળા વૃક્ષની જેમ વૃક્ષત્વે ગ્રહણ કરાય છે અને શાખાઓ શાખાત્વે. પુરાણોમાં શાખાભેદના કારણો જણાવ્યા છે તે સર્વનો સઙ્ગ્રહ કરીને વિશેષતઃ શ્રીમદ્ભાગવતના પ્રથમસ્કન્ધના ચતુર્થાધ્યાયનો સઙ્ગ્રહ કરીને, કિમ્બહુના ભાગવતના જ શબ્દોમાં શ્રીમહાપ્રભુજી શાખાભેદનું કારણ જણાવે છે.

अल्पज्ञत्वादाद्युनिकाः पाठज्ञानाक्षमा द्विजाः ।
मदाः सुमन्दमतयो मन्दभाग्या ह्युपद्रुताः ॥
द्वापरान्ते हरिर्व्यासस्तदर्थं प्रथमं पृथक् ।
चातुर्होत्रविभागेन व्यस्तवान् वेदरूपतः ॥
शाखाभेदास्तु तच्छिष्यैस्तेनैव प्रेरितैः कृताः ॥

શ્રીમદ્ભાગવતના પ્રથમસ્કન્ધના ચતુર્થાધ્યાયમાં **द्वापरे समनुप्राप्ते** આ ચતુર્દશ શ્લોકથી આરમ્ભીને ત્રેવીશમા શ્લોકસુધી વેદનો વ્યાસ અને શાખાભેદનું વર્ણન આવે છે. **त एनमृषयो वेदं स्वं स्वं व्यस्यन्ननेकधा । शिष्यैः प्रशिष्यैस्तच्छिष्यैर्वेदास्ते शाखिनोऽभवन्** આ ભગવતોક્ત નિર્ણય જ શ્રીમહાપ્રભુજીને સમ્મત છે. શાખાભેદનું પ્રશસ્ત વર્ણન **ચરણવ્યૂહમાં** ઉપલબ્ધ છે. ચરણવ્યુહમાં ઋગ્વેદની શાકલાદિક દશ શાખાઓ બતાવી છે. યજુર્વેદની મૈત્રાયણ વગેરે છાશી શાખાઓ છે. સામવેદની રાણાયન વિગેરે સહસ્ર શાખાઓ છે

મન્દ અને મધ્યમાધિકારી માટે પૂર્વોત્તરમીમાંસાના નિર્ણયો સન્દેહરાહિત્યાર્થે આવશ્યક છે. પરન્તુ ઉત્તમાધિકારીને તેનું પ્રયોજન શું ? એવો પ્રશ્ન જો ઉપસ્થિત થાય તો તેનું સમાધાન ત્રણ કારિકાવડે કર્યું છે, તેમાં દ્રાઢ્યં જ પ્રયોજન છે.

સમસ્તવેદ ભગવદ્રૂપ છે તેમાં વેદરૂપ શ્રીહરિનું શ્રીમસ્તક ઉત્તરકાણ્ડ કે જ્ઞાનકાણ્ડ છે અને પઞ્ચાત્મયજ્ઞ હોવાથી બન્ને શ્રીહસ્ત, બન્ને ચરણારવિન્દ અને મધ્યભાગ એ પૂર્વકાણ્ડરૂપ પ્રભુના અઙ્ગો છે. પ્રભુ અનન્તમૂર્તિ હોવાથી તેમણે જ (કે તેથી જ) અનન્ત શાખાઓ કહી છે.

આ રીતે પ્રમાણ પ્રકરણમાં સૌથી પ્રથમ વેદાર્થનો અને તદ્ગત કર્મ તથા બ્રહ્મનો વિવેક બત્રીશ કારિકાઓવડે દર્શાવ્યો. હવે શ્રીકૃષ્ણવાક્ય કે જેને સૌત્રભાષામાં સ્મૃતિ પણ કહે છે– તે સ્મૃતિનો વિવેક પણ આવશ્યક હોવાથી, સ્મૃતિનું સ્વરૂપ અને તત્પ્રામાણ્યાદિનો નિર્ણય તેત્રીશમી કારિકાથી આરમ્ભે છે.

## સ્મૃતિનો નિર્ણય

**स्मृतिर्यद्वविधा प्रोक्ता** આ તેત્રીશમી કારિકાથી પ્રારમ્ભ કરીને **ब्रह्मप्रकरणं स्मार्तं कल्पसूत्रवदेव हि । पुराणमूलकं वाऽपि ह्याग्रमाचारतोदितम्** આ કારિકા સુધી ચૌદ કારિકાઓમાં સ્માર્ત વિધાનોનો નિર્ણય કરવામાં આવ્યો છે.

તત્ત્વાર્થદીપનિબન્ધના આચાર કે વર્ણાશ્રમના પ્રકરણ ઉપર, સ્મૃતિનિર્ણયના પ્રકરણ ઉપર કે ભક્તિ પ્રકરણ ઉપર કાંઈ પણ લખવાનો પ્રસઙ્ગ પ્રાપ્ત થાય છે ત્યારે અત્યારની પરિસ્થિતિ આંખ આગળ ખડી થતાં આજના વૈષ્ણવ સમાજમાં પરમ્પરાપ્રાપ્ત અધ્યયનનો અભાવ થઈ જવાથી, સામ્પ્રદાયિક પણ્ડિતોમાં લગભગ પચાશ વર્ષ જેટલા લાંબા સમયથી ચાલતો આવેલો મતભેદ હોવાથી અને પાશ્ચાત્યશિક્ષા–દીક્ષા–દીક્ષિતોની મીમાંસાવિરુદ્ધ વિચારપદ્ધતિથી ઘણો ખળભળાટ થઈ જાય છે. અને તેથી જ કોઈપણ તટસ્થ વિચારકને સ્વતન્ત્ર રીતે વિચાર કરવાનો પ્રસઙ્ગ જ પ્રાપ્ત થતો નથી તેમ જ જો કોઈ તટસ્થ વ્યક્તિ વિચારનો શ્રમ લે તો તેની ઉપર અનેક પ્રકારની જવાબદારીઓ આવી પડતી હોવાથી આ પ્રકરણનો આવશ્યકતાથી અતિ ઘણો વિસ્તાર કરવો આવશ્યક થઈ પડે છે. ઈતરત્ર આટલા વિષયનો એકત્ર સમાવેશ પણ અશક્ય છે; તેથી વિસ્તારનો ભય રાખ્યા વિના સ્મૃતિ પ્રામાણ્ય નિર્ણય માટે સમ્પૂર્ણ વિચાર પ્રકટ કરવાની છૂટ લીધી છે.

શ્રીમદ્વલ્લભાચાર્યચરણ જેમ વૈદિક તત્ત્વોનો નિર્ણય કેવલ શ્રુતિબલથી જ કરે છે, શ્રુત્યર્થમાં યુક્તિ કે ખેંચતાણને સ્વલ્પ પણ સ્થાન આપતા નથી; સન્દિગ્ધ વિષયોનો નિર્ણય જો સર્વથા લક્ષણાનો આશ્રય લીધા વિના અસમ્ભવિત ભાસતો હોય કે વાદિઓની યુક્તિઓનો જવાબ આપવાનો હોય, ત્યારે પણ શ્રીમદ્ભગવદ્ગીતા, વ્યાસ સૂત્ર અને શ્રીમદ્ ભાગવતના નિર્ણયોને જ અનુસરે છે તેમ સ્માર્ત નિર્ણયમાં પણ ઉપર જણાવેલી પદ્ધતિનું જ અનુસરણ કરે છે, તથાપિ તે નિર્ણયો પૂર્વમીમાંસાથી વિરુદ્ધ ન હોવા જોઈએ તેની સમ્પૂર્ણ કાળજી રાખે છે.

અનેક પ્રકારની સ્મૃતિઓ ઉપલબ્ધ થાય છે. તેમાં પરસ્પર વિરૂદ્ધ જેવા દેખાઈ આવતા અનેક નિર્ણયો છે. વેદમાં તો શાખાભેદ હોવાથી કદાચ તેવો પ્રસઙ્ગ પ્રાપ્ત થાય પણ તે સમયે વેદનો વ્યાસ કરના શ્રીમાન્ વ્યાસજી જ નિર્ણાયક હોય છે; જ્યારે સ્મૃતિઓના નિર્ણયો માટે વ્યાસે પણ મૌન સ્વીકાર્યું છે અને તે વેદવત્ ભગવત્કૃત કે ભગવન્નિઃશ્વાસાત્મક અથવા તો

ભગવદ્રૂપ પણ નથી. અતઃ સ્મૃતિઓના પ્રામાણ્યનો વાદ અનેકત્ર ઉપસ્થિત થાય છે, આપણા દુર્દૈવને લીધે કહો, કે કાલબલે કહો ધર્મશાસ્ત્રનો ઉંડો અભ્યાસ કરનારા વિદ્વાનોનો ભારતવર્ષમાં ઘણો ખરો અભાવ થઈ ગયો છે. ધર્મશાસ્ત્રો નિબન્ધ ગ્રન્થોમાં જ અટવાયા કરે છે. અને તે નિબન્ધ ગ્રન્થો પણ અપરિપક્વવ્યુત્પત્તિવાળાં વિદ્વાનોના હાથનું રમકડું બની ગયાં છે, તેથી જ્યારે ત્યારે ધાર્મિક આચારો માટે કલહ ઉપસ્થિત થતો જોવામાં આવે છે. પરિણામે ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા ધરાવનારા વ્યક્તિઓને પણ મોહ થયા વિના રહેતો નથી. જો કે શ્રીમાન્ કુમારિલ ભટ્ટ અને પ્રભાકર મિશ્ર જેવા મહા સમર્થ વિદ્વાનોએ દૂરદર્શિતા વાપરીને હજાર વર્ષ પહેલાં જ સ્મૃતિઓનો પણ નિર્ણય કરી જ રાખ્યો છે; તો પણ અલ્પવ્યુત્પન્ન કે અવ્યુત્પન્ન વ્યક્તિઓને સર્વથા તે ઉપકારક નથી. અતઃ જો શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દેખાડેલી દિશા તરફ ગમન કરવામાં આવે તો તે રાજમાર્ગ એવો તો સરલ છે કે તેનું અનુસરણ કરનાર કદીપણ ક્યાંયે ભૂલો પડવાનો જ નથી. માત્ર એકવાર શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દેખાડેલી દીશાને બરાબર ઓળખી લેવી જોઈએ. આપણું મન્દ ભાગ્ય છે કે આપણે એ રાજમાર્ગનો પણ પરિચય મેળવ્યો નથી અને આપણા માર્ગદર્શકો તે પ્રત્યે ધ્યાન આપતા નથી. તેમ જ જે વ્યક્તિઓ એ માર્ગના ભોમિયા છે અથવા હોવાનો દાવો કરે છે, તેઓ વ્યક્તિગત ચડસાચડસીને લીધે જોતા હોવા છતાં પણ જોતા નથી અને જન સમાજને પણ ઉંધે રસ્તે દોરવાનું પાપ કરે છે.

## સ્મૃતિઓનું સ્વરૂપ

શ્રીમદ્ વલ્લભાચાર્યજી સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે, કે સ્મૃતિઓ વેદ મૂલક હોવાથી શાખાભેદને લીધે અને કવચિત્ દેશ ભેદે આચારભેદને લીધે ભિન્ન ભિન્ન છે. સ્મૃતિ એટલે ઋષિઓનાં પૂર્વ સ્મરણો. સ્મરણનું મૂલ અનુભવ હોય છે. અનુભવ અધિકારી ભેદે અનેક પ્રકારનો હોઈ શકે. પૂર્વ કલ્પમાં ઋષિઓનો જેવો આચાર હતો અથવા જેવો લોકવ્યવહાર હતો, તેમાં યે દેશ ભેદથી જેવો દેશાચાર હતો, તેનું સ્મરણ કરીને ઋષિઓએ સ્મૃતિઓ રચી છે. જે ઋષિને જેવા આચાર અને વ્યવહારનું સ્મરણ થયું તેવો આચાર અને વ્યવહાર તેમણે તેતે સ્મૃતિઓમાં મૂક્યો. યોગબલથી નિત્યાનુમેય વેદનું સ્મરણ કરીને જે મુજબ **ધર્મનું આચરણ કરવાનું કહ્યુ છે તે મુજબ ધર્મનું આચરણ અવશ્ય કરવું જોઈએ.** ધર્માચરણથી લોકમાં પ્રકર્ષ પૂર્વક સ્થિતિ થાય છે, લોકને અનુસરતી જીવિકા પ્રાપ્ત કરી શકાય છે વ્યવહાર સાચવી શકાય છે અને વિશુદ્ધતા પણ પ્રાપ્ત થાય છે. વિશુદ્ધતા પ્રાપ્ત થતાં વેદાર્થમાં તેનો ઉપયોગ થાય છે. ઋષિઓએ વેદનું યોગબળે અનુમાન કરીને અને સ્મરણ કરીને ધર્મશાસ્ત્રો રચેલાં હોવાથી અનુમિત શ્રુતિ, સ્મૃતિઓનું મૂલ છે. જે શાખાઓની અત્યારે ઉપલબ્ધિ નથી તે શાખાઓનો આધાર સ્મૃતિઓને છે. એમ કહેવામાં આવે તો વ્યાસાદિકને ઉત્સન્ન કે અનુપલબ્ધ શાખાઓનું પણ જ્ઞાન હોવાથી તેમની સ્મૃતિઓ માટે ઉત્સન્નશાખાનુમિતશ્રુતિની કલ્પના અવાસ્તવિક ઠરે. અને વેદમાં પણ સ્મૃતિત્વ જ પ્રાપ્ત થાય. કારણ કે શિવાદ્યાऋષિપર્યન્તાઃ સ્માર્તરોऽસ્ય ન કારકાઃ ઈત્યાદિ વાક્યોમાં શિવથી આરમ્ભીને ઋષિ સુધી બધાયે વેદનું સ્મરણ કરનારા છે, કોઈ પણ વેદને રચનારો નથી એમ કહેવામાં આવ્યું છે, તે ઉપરથી વેદ પણ ઋષિઓનાં સંસ્મરણો જ હોવાથી સ્મૃતિ કક્ષામાં આવી પડશે.

આ દલીલનું સમાધાન શ્રી મહાપ્રભુજી એમ કરે છે કે—યદ્યપિ વ્યાસાદિને તદ્વિષયક જ્ઞાન છે, તથા તેઓ વૈદિક શબ્દોમા ધર્મનું પ્રતિપાદન કરતા નથી, પ્રત્યુત વેદના અર્થનું સ્મરણ કરીને જ કરે છે, અતએવ સ્મૃતિથી વેદ અનુમેય થયો, તેવો નિત્યાનુમેય વેદ, સ્મૃતિનુ મૂલ છે. શિવાદિ ઋષિ પર્યન્ત વેદનું સ્મરણ કરનારા છે કિન્તુ તેઓ શબ્દ રાશિનું સ્મરણ કરતા હોવાથી તાદશ આનુપૂર્વી યુક્ત વેદ એ વેદ જ છે સ્મૃતિ નથી.

સ્મૃતિ નિત્યાનુમેયવેદમૂલક હોવાથી ધર્મમા પ્રમાણ છે. यद्यपि चोदनालक्षणोऽर्थो धर्मः ઇત્યાદિ સૌત્ર લક્ષણથી જ્યા વેદબોધિત નોદના હોય તે જ ધર્મ કહેવાય મન્વાદિસ્મૃતિમા તેમ નથી તેથી તે અપ્રાણ ઠરે એમ શઙ્કાને સ્થાન રહે છે, તથાપિ यत्किञ्चन्मनुरवदत्तद्भेषजम् ઇત્યાદિ શ્રુતિઓ જ મન્વાદિ સ્મૃતિનુ પ્રમાણ્ય કહે છે તેથી મન્વાદિના પ્રમાણ્યમાં ક્ષતિ આવતી નથી. મહર્ષિ જૈમિનિ પણ धर्मस्य शब्दमूलकत्वादशब्दमनपेक्ष्यं स्यात् ધર્મમાં શબ્દ—વેદ જ પ્રમાણ હોવાથી અશબ્દ—જે વેદ નથી, તે પ્રમાણ પણ નથી એમ પૂર્વ પક્ષનું ઉત્થાન કરીને अपि वा कर्तृसामान्यात्प्रमाणमनुमानं स्यात् આ સિદ્ધાન્ત સૂત્રવડે વેદનું અનુમાન કરવાનું સૂચન કરે છે

યદ્યપિ कल्पसूत्राधिकरणમા કલ્પસૂત્રો અને મન્વાદિ સ્મૃતિઓ વેદ નથી, એમ પ્રતિપાદન કરવામા આવ્યુ છે, તથાપિ તેનું પ્રમાણ્ય તો અક્ષુણ્ણ જ રહે છે સ્મૃતિ જાતે વેદ નથી કિન્તુ વેદાર્થનુ સ્મરણ છે. આ ઉપરથી સ્મૃતિનું લક્ષણ अनुभवज्ञानविशेषः એમ કરી શકાય. કિન્તુ અનુભવથી ઉત્પન્ન થનારો જ્ઞાનવિશેષ પણ કોઈ પ્રમાણને અનુસરીને થતા અનુભવની અપેક્ષા ધરાવે. સ્મૃતિનુ સાધન અનુભવ છે, તે કાંઈ વેદાધીન નથી, કારણ કે તેવા વેદવાક્યો મળી આવતા નથી. એમ જો શઙ્કા થાય તો કદાચ ઉત્સન્ન શાખાઓ તેનું મૂલ હશે એમ સમાધાન આપી શકાય. પરન્તુ તે પ્રકારનુ સમાધાન પણ યોગ્ય નથી કારણ કે સર્વ જ સ્મૃતિઓને સમાધાન આપી ન શકાય, કારણ કે સર્વ જ સ્મૃતિઓને તે પ્રકારનું ઉત્સન્નશાખામૂલકત્વ પ્રાપ્ત થતું હોવાથી અમુક સ્મૃતિ પ્રમાણ છે અને અમુક સ્મૃતિ પ્રમાણ નથી એમ કહી શકાય નહિ. અને બૌદ્ધોના વાક્યો માટે પણ તેવી કલ્પના સુકર હોવાથી શાક્યની સ્મૃતિમા—કે ઉપદેશમા—ઉત્સન્ન શાખા મૂલકતા પ્રાપ્ત થતા પ્રમાણ્યાપત્તિ આવે.

વળી, જો મન્વાદિ સ્મૃતિકારોએ ઉત્સન્નશાખાના વિધિ વાક્યો જોયાં હોય, તો તે તે શાખાઓને ઉત્સન્ન શાખા ન કહી શકાય. પ્રત્યક્ષવેદમૂલક મન્વાદિ સ્મૃતિઓ છે એમ સાબિત થાય. જેમ મન્વાદિએ ધર્માધર્મનો નિર્ણય કરવાનો પરિશ્રમ કર્યો તેમ મૂલ વાક્યો પણ લખી શકાય તેમ હતા તે શા માટે ન લખ્યા ?

येन यत्नेन मन्वाद्यैरात्मवाक्यं प्रपाठितम् ।
कस्मात्तेनैव यत्नेन मूलवाक्यं न पाठितम् ॥

જો મન્વાદિએ તે વાક્યો જોયાં જ ન હોય, કેવલ અનુમાન ઉપર જ આધાર હોય, તો તેવા અનુભવમાં ભ્રાન્તિ થવાનો પણ સમ્ભવ છે. તેમ થતાં સ્વાપ્નિક અનુભવની સ્મૃતીમા પણ પ્રમાણ્ય પ્રસક્તિ થાય અર્થાત્ જ અદષ્ટવેદમૂલક અનુભવને સ્વપ્નાદિમૂલક ભાવનાદિમૂલક અથવા તો જનતાને છેતરવા માટે (જેમ આજનો સુધારક વર્ગ માને છે તેમ)જ મન્વાદિ સ્મૃતિનુ પ્રણયન થયુ એમ કહી શકાય.

આજનો (વીશમી સદીનો) જનસમાજ ઉપર જણાવેલા કુતર્કો કરશે જ એમ સમ્ભવિત કલ્પનાના આધારે હિન્દુ ધર્મશાસ્ત્રોના રક્ષકો શ્રી-
આદિ ધર્મ અને આત્મવિદ્યાના ઉપદેશકો અને ભગવાન્
જન સમાજ નહિ પણ કદાચ ત્રીશમી સદીનો (આજના સુધારકો પણ જેમનાથી અભડાય તેનો નાસ્તિક) પણ જનસમાજ કોઈ પણ પ્રકારનો કુતર્ક કરીને હિન્દુ ધર્મશાસ્ત્રો ઉપર હલ્લો ન કરે, અથવા તેવા કુત્સિત આક્રમણોથી હિન્દુ ધર્મશાસ્ત્રોની અવિચલતા કાયમ રહે તદર્થે હજારો વર્ષ પૂર્વે થઈ ગયેલા વ્યાસશિષ્ય શ્રીમાન્ જૈમિનિમહર્ષિ અને તદ્ભાષ્યકાર તથા તેનું વિવરણ કરનાર ઉપર જણાવેલા આચાર્યોએ તેવા સર્વજ સંભવિત કુતર્કોને પૂર્વપક્ષ કોટીમાં મૂકીને જડબાતોડ જવાબો આપ્યા છે. જ્યાં સુધી આજનો કહેવાતો સુધારક સમાજ ધર્મ શાસ્ત્રોના વિચારકોની નિખિલ યુક્તિઓની સામે ન્યાયસિદ્ધ દલીલો રજુ કરતો નથી પણ ક્રિશ્ચિયાનીટીએ દેખાડેલી જ દલીલો રજુ કરે છે; ત્યાં સુધી તેનો પ્રયાસ જલ મંથનવત્ છે કારણ કે તે દલીલો દત્તોત્તર જ છે એમ કોઈ પણ વિચારવાન્ વ્યક્તિ સમજી શકે તેમ છે.

સ્મૃત્યધિકરણમા અને તે પછીના અધિકરણોમા ધર્મશાસ્ત્રોના પ્રમાણ્યનો ઘણા જ વિસ્તાર સાથે વિચાર કરવામા આવ્યો છે જો તે સર્વ જ વાક્યોનો પ્રકૃત લેખમા ઉપયોગ થાય તો એક મોટો ગ્રન્થ બની જાય જો કે આ વસ્તુનો વિસ્તૃત ઉહાપોહ કરવાની અમે સમ્પૂર્ણ આવશ્યક્તા સ્વીકારીએ છીએ, કિન્તુ પ્રકૃત લેખ તેનો વિષય ન હોવાથી અનિચ્છાએ પણ લેખનીને કાબુમા રાખવી પડે છે જો ભગવદિચ્છાએ સ્વાસ્થ્ય અનુકુલ રહેશે તો કોઈ પણ સમયે ધર્મશાસ્ત્રો માટે લખવાનો પ્રસઙ્ગ પ્રાપ્ત થશે જ અત્યારે તો કહેવાતા સુધારકોની પક્તિમા બેસવાની ઈચ્છા ધરાવતા પુષ્ટિમાર્ગાનુયાયી આઙ્ગ્લભાષાના વિદ્વાનો જેમને પ્રચ્છન્ન સુધારક પણ કહી શકાય તેમને પ્રકૃત લેખ અશત પણ ઉપયુક્ત થાય, તેમ જ ધર્મજીજ્ઞાસુ જનો એવા વર્તમાનપત્રપડિતોનુ પ્રામાણ્ય સ્વીકાર કરનારાઓના કોલાહલનો ભોગ ન બને, તદર્થે શ્રીમદ્વલ્લભાચાર્યજી તત્ત્વદીપનિબન્ધમા જેટલી દલીલો રજુ કરે છે તેને જ અનૂકુલ ભાટ્ટ અને પ્રાભાકર સમ્પ્રદાયની દલીલોનુ અવલોકન કરીને શ્રીમહાપ્રભુજીનો નિર્ણય રજુ કરીશુ

સ્મૃતિશબ્દ સદાચાર અને વેદાતિરિક્ત ધર્મસ્થાનોનો પણ ઉપલક્ષક છે

पुराणन्यायमीमांसा धर्मशास्त्राङ्गमिश्रिताः ।
वेदाः स्थानानि विद्याना धर्मस्य च चतुर्दश ॥

ઉપરના શ્લોકમા ભગવાન્ યાજ્ઞવલ્ક્યે ધર્મના ચતુર્દશ સ્થાનોની ગણના કરી છે તેમ જ ધર્મશાસ્ત્રોનુ પ્રવચન કરનારાઓની સઙ્ખ્યા પણ પરિગણિત છે જ

જો સ્મૃતિનું મૂલ જ શોધવાનુ હોય તો પ્રત્યક્ષાદિવડે સ્મૃતિના મૂલનુ જ્ઞાન થવુ અસમ્ભવિત્ છે સ્મૃત્યધિકરણના પૂર્વપક્ષ સૂત્રનુ જ વિવરણ કરતા આચાર્ય મત જણાવે છે કે—

पारतन्त्र्यात्स्वतो नैषा प्रमाणत्वावधारणा ।
अप्रामाण्यविकल्पस्तु द्रढिम्नैव विहन्यते ॥
× × × ×
पूर्वविज्ञानविषयं विज्ञान स्मृतिरुच्यते ।
पूर्वज्ञानाद्विना तस्याः प्रामाण्य नावधार्यते ॥

એ કેક શાખાનું અધ્યયન જ દર્શાવ્યું છે. અતઃ તેમાં અધ્યેતાનો દોષ નથી. વેદાધ્યયન અદૃષ્ટોત્પાદનાર્થ પણ છે જ એ ભૂલી જવાનું નથી. અવૈધ અધ્યયન અને તેનું જ અર્થજ્ઞાન નિષિદ્ધ છે.

બીજી દલીલ એવી પણ કરવામાં આવી હતી કે મન્વાદિએ વેદ વાક્યો કેમ ન લખ્યાં? જો મન્વાદિએ વેદ વાક્યોનો સંગ્રહ કરીને લખ્યો હોત તો કોઈ એક વાક્ય કોઇ એક શાખામાંથી આપે અને કોઈ ઇતરમાંથી તેમ થતાં બધાં વાક્યોનો સંગ્રહ એકત્ર મળી આવવાથી વેદાધ્યયનમાં પ્રવૃત્તિ ન થાત–ધર્મજ્ઞાનાર્થે તાવન્માત્ર અધ્યયન જ રહેત. તેમ થતાં સમ્પૂર્ણ શાખાધ્યયન ન થવાથી વેદોચ્છેદ પ્રસંગ પ્રાપ્ત થાત તેમ જ તાવન્માત્ર અધ્યયન પણ અવૈધ હોવાથી **स्वाध्यायोऽध्येतव्यः** ઇત્યાદિ અધ્યયનવિધિપ્રોક્ત અધ્યયન ન કહી શકાત.

જો નિત્યાનુમેયશ્રુતિમૂલકતાની કલ્પના કરવામાં આવે તો અનુમાન શીરીતે થાય? હેતુ વિના અનુમાનનો સમ્ભવ નથી. મન્વાદિએ પણ સ્મૃત્યન્તર ઉપરથી અનુમાન કર્યું કહેવાય, તો અનઅવસ્થા થતાં અન્ધપરમ્પરા પ્રાપ્ત થાય. જો શ્રુત્યુક્ત હેતુ (લિંગ) ગ્રહણ કરાય તો, જે નોદનાનો કદી પણ ઉચ્ચાર થતો નથી તેવી નોદનાનું સર્વપુરુષોને પ્રત્યક્ષ થાય તેમ પ્રસાર ન હોવાથી તેના અસ્તિત્વને માનીને તે ઉપરથી અનુમાન જ દુર્લભ છે અને તેમ થતાં સ્મૃતિને પણ વન્ધ્યાદૌહિત્ર તુલ્યતા પ્રાપ્ત થાય. લિંગ (હેતુ) પણ નિત્યાનુમેય એવું શ્રૌત હોવાથી નિત્ય ઠરે, તેમ કરવા જતા જે નિત્ય જ અનુચ્ચરિત હોય તેવી શ્રુતિમાં અનુમાન કારણત્વે અવિદ્યતાપત્તિ પ્રાપ્ત થાય. અર્થાત્ હેતુ અને સાધ્ય એક જ વસ્તુ બની જાય. આથી જ કુમારિલના મતમાં વિદ્યમાન શાખા જ સ્મૃતિનું મૂલ છે. તેની અનુપલબ્ધિમાં વાર્તિકકારે **शाखानां विप्रकीर्णत्वात्** ઇત્યાદિ હેતુ દર્શાવ્યા છે. તેનો વિચાર ઉપર કરવામાં આવ્યો છે જ. શ્રીમાન્ ખણ્ડદેવ કહે છે કે—**शिष्टानामद्ययावदविगीतपरम्परया ज्योतिष्टोमादिष्विवाष्टकाकलञ्जभक्षणादिष्वपि धर्मत्वेनाधर्मत्वेन च परिग्रहान्मन्वादीनां त्रैवर्णिकत्वेन वेददर्शनसम्भवाच्च तन्मूलत्वमेव युक्तम्। ××× श्रुतिश्च प्रत्यक्षपठितैव तन्मूलम्। ×××× अतो मूलश्रुत्युपस्थापकतयैव धर्माधर्मप्रमाप्रयोजकत्वं स्मृतीनामिति सिद्धम्।** પ્રભાવલિકાર સૌત્ર અનુમાન શબ્દોનો અર્થ અર્થાપત્તિ જણાવે છે.

સ્મૃતિપ્રામાણ્યની પેઠે જ શ્રુતિસ્મૃતિનો વિરોધ પ્રાપ્ત થતો હોય ત્યાં કેમ નિર્ણય કરવો શિષ્ટાચારનું પ્રમાણ્ય કેટલું અને કેવીરીતે સ્વીકારવું ઇત્યાદિ વિચાર પણ કુમારિલ પ્રભૃતિએ ઘણા જ વિસ્તાર સાથે કર્યો છે.

## શ્રીમહાપ્રભુજી શું કહે છે?

અહીં સુધીનો, જે લોકોને સ્મૃતિપ્રમાણ્યમાં શંકા છે તેમના માટેનો નિર્ણય થયો. તેમાં શ્રીમહાપ્રભુજી અને કુમારિલ પ્રભાકરાદિના મન્તવ્યો થોડોક મતભેદ બાદ કરતાં લગભગ સરખા જ છે. જે મતભેદ છે તે પણ પ્રામાણ્ય વિષયક મતભેદ નથી. સર્વ જ આચાર્યો સ્મૃતિનું પ્રામાણ્ય સમાન રીતે સ્વીકારે છે. જેમ વેદના શબ્દોમાં કોઇથી એક માત્રા જેટલો પણ ફેરફાર કરી શકાતો નથી તેમ સ્મૃતિમાં પણ કોઇથી ફેરફાર કરી શકાય જ નહિ. ધર્મ સ્થિર પદાર્થ છે. તેમાં ફેર પાડી શકાય નહિ. તેમ જ ધર્મના નિર્ણયો પણ ત્રિકાલા-

આશ્રિત સત્ય છે. નવીન ધર્મનિર્ણય થઈ શકે જ નહિ. જો ધર્મ કોઈ વાર વનિતા જેવા ક્ષણક્ષણમાં નવાંરૂપો ધારણ કરનારો પદાર્થ હોય તો તેમાં ગમે તેવા અને તેટલા ફેરફારો ગમે તે વ્યક્તિ કરી શકે કરાવી શકે. એ વસ્તુ ભિન્ન છે કે ક્યા અધિકારીને માટે કેટલા અંશમાં ધર્માચરણ શ્રેયસ્કર છે તેના પણ નિર્ણયો છે જ—

હવે આપણે પુષ્ટિમાર્ગની જ વાત કરીએ જે લોકો એમ કહે છે કે પુષ્ટિમાર્ગમાં ધર્મશાસ્ત્રીય અને શિષ્ટાચાર પ્રાપ્ત આચારોને સ્થાન નથી તે વાત પ્રમાણની કસોટી ઉપર સત્યસાબિત થાય છે કે નહિ એમ તો મર્યાદાપુરુષોત્તમના સામર્થ્યથી સમ્પૂર્ણ સેના ઉદધિને ઓળંગી ગઈ પણ કોઈએ ગામ્ભીર્યનો અનુભવ કર્યો નહિ. તેમ જ કોલેજોમાં કરાતાં વ્યાખ્યાનોની જેમ મોટી મોટી નોંધો સાથે બાહ્યપરીક્ષણ ઘણા વિદ્વાનોએ કર્યું. પણ જ્યાં સુધી ગ્રન્થ ગ્રન્થિનો ઉકેલ ન થાય ત્યાંસુધી શાસ્ત્રનું યે ગામ્ભીર્ય સમજી શકાતું નથી. એવા અસ્પૃષ્ટશાસ્ત્રમર્મવ્યક્તિઓ જો પોતાની કચાશનો અનુભવ કરે તો દુગ્ધદન્ત બાળકો પાસે કોલાહલ કરાવીને જન સમાજને વિરુદ્ધ સિદ્ધાન્ત સમજાવવાનું પાપ કરતા અચકાય. તેમ જ ઘરને ખુણે વાકચાતુર્ય વાપરી ભાવુક ભક્તોને છેતરવાની બાલિશતા પણ ન કરી શકે. અધર્મને ધર્માચરણ કહેવું, એકવાર અમુક જાતિયોને પ્રાત્ય માની તત્વાચિત સિદ્ધાન્ત ભક્ષણ કરવા પ્રવૃત્ત થવું અને બ્રાહ્મણત્વ રક્ષણ કરવાનું યે કહેવું એ તો ચોખી છેતરપિંડી જ છે. જન સમા જ ધર્માચરણથી વિમુખ છે માટે કિંચિત્ અધર્મને ધર્મ માની લેવાનું કહેવું. એ પણ અવિચાર પૂર્ણ પ્રવૃત્તિ જ કહેવાય.

હવે આપણે જોઈશું કે સ્મૃતિપ્રમાણ્ય માટે શ્રીમહાપ્રભુજી શું આજ્ઞા કરે છે શ્રીમહાપ્રભુજી તો સ્પષ્ટ શબ્દોમાં સ્મૃતિપ્રોક્ત ધર્માચરણથી વિશુદ્ધતા જણાવે છે. ચિત્તશુદ્ધ્યર્થ ધર્માચરણ આવશ્યક છે. આચાર પણ સ્મૃતિને અનુકૂલ જ હોવો જોઈએ. અન્યથા અવૈધતા પ્રાપ્ત થતાં ધર્મને ઉપયોગી આચાર ન કહેવા. કેવલ ચિત્તશુદ્ધિ માટે જ સ્મૃતિપ્રોક્ત આચાર અને ધર્માનુષ્ઠાનથી, કિન્તુ ધર્મને ઉપકારક પણ છે. શ્રીમહાપ્રભુજી સ્પષ્ટ શબ્દોમાં આજ્ઞા કરી છે કે–**गृहादिरिव देहस्य धर्मास्या प्रकृतिः स्मृतिः** દેહને જેમ ગૃહાદિ ઉપકારક છે તેમ ધર્મને સ્મૃતિ ઉપકારક છે શ્રુતિ અને સ્મૃતિનો સમવાય થાય ત્યારે જ ધર્મ પુષ્ટ બને અન્યથા નહિ. સ્મૃતિપ્રોક્ત ધર્મ બે પ્રકારના છે (૧) વેદ મૂલક અને વિશુદ્ધિ ફલક, (૨) પુરાણાચારમૂલક અને પ્રવૃત્તિફલક.

શ્રી મહાપ્રભુજી પૂર્વ–ઋષિઓના આચારથી પ્રવૃત થએલી સ્મૃતિ અને વેદ મૂલક સ્મૃતિઓનું પ્રામાણ્ય અક્ષુણ્ણ રાખે છે. આચાર, લોક વ્યવહાર, અને નિત્યાનુમેયવેદ એ સ્મૃતિઓનું મૂલ છે. આચાર–શિષ્ટાચાર–નું પ્રામાણ્ય **वैसर्जनाधिकरण** ન્યાયે સ્વિકાર્યું છે. **वैसर्जनाधिकरण**નો અન્તર્ભાવ **शिष्टाकोवाधिकरण**માં થાય છે. શબરસ્વામી **हेतुदर्शनाच्च** સૂત્રને વિકલ્પે અધિકરણાન્તર માને છે જે વૈસર્જનાધિકરણ.

(અપૂર્ણ.)

# तत्त्वार्थदीपनिबन्धे सर्वनिर्णयप्रकरणे श्लोकानां पादसूची।



श्रीकृष्णाय नमः

# परिशिष्टम् ।

पण्डितपुरन्दरगोस्वामिश्रीमत्पुरुषोत्तमविरचितः

## श्रीमद्भागवतस्वरूपविषयकशङ्कानिरासवादः

वेदवेदान्तसारं यद्व्यासखेदनिवर्तकम् ।

महापुराणमूर्धन्यं श्रीमद्भागवतं स्तुमः ॥ १ ॥

अत्रेदं विचार्यते, श्रीभागवतमष्टादशपुराणान्तर्गतमतिरिक्तं वा ? किं तावत्प्राप्तम् ? अतिरिक्तमिति । कुतः ? प्रथमस्कन्धे व्यासनारदसम्वादे वेदव्यासस्य भारतकरणोत्तरमपरितुष्टौ नारदोपदेशतः एतत्करणोक्तेः । "अष्टादश पुराणानि कृत्वा सत्यवतीसुतः । चक्रे भारतमाख्यानं वेदार्थैरुपबृंहितमि"ति स्कान्दमात्स्ययोर्वाक्ये क्त्वाप्रत्ययेन 'वेदं कृत्वा वेदिं करोती'तिवत्पुराणभारतकरणयोः पूर्वापरभावप्रतीतेस्तदुभयकरणोत्तरं श्रीभागवतकरणं सिध्यतीत्यतिरिक्तमिदमिति ।

अत्रोच्यते, अन्तर्गतं तत्पुराणेष्वस्य लक्षणम्, सङ्ख्या चोक्ताष्टादशास्ति तेनेदं नातिरिच्यते ॥

तथाहि, "यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः । वृत्रासुरवधोपेतं तद्भागवतमिष्यते ॥ सारस्वतस्य कल्पस्य मध्ये ये स्युर्नरामराः । तद्वृत्तान्तोद्भवं चैतत्पुराणं परिकीर्त्यते । अष्टादशसहस्राणि पुराणं तत्प्रकीर्तितमि"ति मात्स्ये, "ग्रन्थोऽष्टादशसाहस्रो द्वादशस्कन्धसम्मितः । हयग्रीवब्रह्मविद्या यत्र वृत्रवधस्तथा । गायत्र्या च समारम्भस्तद्वै भागवतं विदु"रिति स्कान्दे च पञ्चमपुराणलक्षणे तस्यैवोक्तेः । नच स्थूलसूक्ष्मविभेदेनोभयसामञ्जस्यमिति वाच्यम्, सङ्ख्योक्तिविरोधापत्तेः । नचैतल्लक्षणकमन्यदिति वाच्यम्, अप्रसिद्धेन च भगवत्या इदं भागवतमिति योगात् "नमस्कृत्य शिवं देवीं शर्वं भागवतं तथा । पुराणं सम्प्रवक्ष्यामि यथोक्तमृषिभिः पुरे"ति देवीपुराणाद्यपद्ये, भागवतपदाच्च देवीपुराणमेव तदिति वाच्यम्, उक्तयोगस्य काल्पनिकत्वात् । काणो बाधादिति कश्चित् (?) । वस्तुतस्तु देवीपुराणाद्यपद्यस्य भागवतपदस्य शर्वपदविशेषणत्वेनोक्तयोगानुपष्टम्भकत्वात् । शिवस्य वैष्णवत्वात् । "वैष्णवानां यथा शम्भुरि"ति द्वादशस्कन्धात्, "भस्मोद्धूलितदेहस्तु जटामण्डलमण्डितः । अहं ध्यायामि तं विष्णुं परमात्मानमव्ययम् । विष्णोराराधनार्थं मे ब्रह्मचर्यां पितामहे'ति गारुडद्वितीयाध्याये रुद्रवाक्याच्च । नच भागवतपदस्य स्तुतपुराणविशेषणत्वं शक्यवचनम् । तथापदेन व्यवधानात् । देवीपुराणेऽध्यायसमाप्तौ भागवतपदालिखनाच्च सङ्ख्यावि-

---

१ तत्त्वार्थदीपस्य प्रकरणत्रयात्मकस्य श्रीभागवतार्थाभिधायकत्वात्, भागवतस्य प्रमाणमूर्धन्यत्वेन स्वीकाराच्च, तद्विषयकशङ्कानिरसनपराः केचन ग्रन्था अत्र मुद्रिताः । इमे च श्री-लक्ष्मीरामशास्त्रिभिः प्रदत्तास्तेभ्यश्च देवर्षिरमानाथशास्त्रिभिरत स्तेषामुपकारभारं वहामि । २ प्रायमैत्रान्यत्र पाठः ।

१ त॰दी॰नि॰परि.

रोधाय। "लक्षमात्रेण श्लोकस्य विपा देवेन भाषिते"त्यम्युदयपादसमाख्यध्यायस्य वाक्यात्। विजयश्रेोत्याभ्युदयशुम्भनिशुम्भमथनाख्यपादत्रयविशिष्टत्वेन स्कान्दोक्तद्वादशस्कन्धसम्मितत्वरूपलक्षणराहित्याच। श्रीमद्भागवतपरमेव वा तत्। तस्य देवीपुराणोपजीव्यत्वात्। "अर्चयिष्यन्ति मनुष्यास्त्वां सर्वकामवरेश्वरी"मित्यादिदशमस्कन्धोक्तभगवदाज्ञप्तमाहात्म्यविस्तारस्य देवीपुराणे दर्शनात्। अत एव "यथोक्तमृषिभिः पुरे"ति ऋषिप्रोक्तस्वरूपमुपपुराणलिङ्गमपि युज्यते। "अष्टादश पुराणानि श्रुत्वा सत्यवतीसुतात्। अन्यान्युपपुराणानि मुनिभिः कीर्तितानि त्वि"ति सूतसंहितायां वाक्यात्। शब्दखण्डे गङ्गेशोपाध्यायानां यो देवीपुराणे महाभागवतत्वव्यवहारः स त्वस्योपपुराणस्य महापुराणमूलकत्वेन तेषां तत्र श्रद्धाऽतिशयेन च साम्प्रयोगिके चतुर्चायां चतुःषष्टिव्यवहारवत्पूजार्थ एव।

यत्तु, श्रीधरस्वामिना "अत एव भागवतं नामाऽन्यदिति न शङ्कनीयमि"त्युक्तम्। तदपि पूजार्थः भागवतव्यवहारविषयोपपुराणव्युदासपरम्। "यत्राधिकृत्या"दिलक्षणवाक्यस्य हेतुत्वेनोपन्यासात्। उचिततरं चैतत् टीकाकारस्य। जैमिनिना वेदानां काठककौथुमादिसमाख्यावशेन पौरुषेयत्वमाशङ्क्य तत्समाधानवदाचारमाधवे स्मृतीनामप्रामाण्यमाशङ्क्य तन्निरासवत्स्थूणाखननन्यायेनैतद्दूरीकरणस्यावश्यकत्वात्।

कश्चित्तु, "यदिदं कालिकाख्यं च मूलं भागवतं विदुरि"ति पुराणदानप्रस्ताविवक्तकालिकापुराणवाक्यात्तस्य भागवतत्वमाह।

अपरस्तु, "तन्मूलं भागवतं स्मृतमि"त्येवं पाठमङ्गीकृत्य पूर्ववदाह।

तद्द्वयमपि तुच्छम्। अत्र सन्दर्भे "शैवं यद्वायुना प्रोक्तं वैरञ्चं वैष्णवं तथा। यदिदं कालिकाख्यं च मूलं भागवतं स्मृतम्। सौरं च नारदीयं च मार्कण्डेयं च वह्निजम्। भविष्यं ब्रह्मवैवर्तं लिङ्गं चैव त्रयोदशम्। वामनं कौर्मं मात्स्यं च सप्तदशं च गारुडम्। स्कान्दमष्टादशं प्रोक्तं पुराणं च न संशयः" इति लैङ्गादीनां त्रयोदशत्वादिकथनस्य बाधप्रसक्तेः। अतस्तद्भागवताख्यमुपपुराणमतिरिक्तमेव। यत्सौरपुराणे "ततो भागवतं प्रोक्तं भागद्वयविभूषित"मिति लक्षयित्वा "ददाति सूर्यभक्ताय यस्तु भागवतं द्विजः। सर्वपापविनिर्मुक्तः सर्वरोगविवर्जितः। जीवेद्वर्षशतं साग्रमन्ते वैवस्वतं पदमिति"यद्दानफलमुक्तं तज्ज्ञेयम्। न च शैवादिप्रक्रमपाठात्कालिकाख्यस्य महापुराणत्वं शङ्क्यम्। क्रमभेदात्। महापुराणगणनायां सर्वत्र कूर्मस्कन्दविष्णुमात्स्यादिषु ब्राह्मादिक्रमदर्शनात्। कूर्मपुराणप्रथमाध्याये चोपपुराणगणनायां द्वादशत्वेनास्य गणनात् "आद्यं सनत्कुमारोक्तं नारसिंहं ततः परम्। तृतीयं नान्दमुद्दिष्टं कुमारेणानुभाषितम्। चतुर्थं शिवधर्माख्यं साक्षान्नन्दीशभाषितम्। दुर्वाससोक्तमाश्चर्यं नारदीयमतः परम्। कापिलं मानवं चैव तथैवोशनसेरितम्। ब्रह्माण्डं वारुणं चाथ कालिकाह्वयमेव च। माहेश्वरं तथा साम्बं सौरं सर्वार्थसञ्चयम्। पराशरोक्तमपरं मारीचं भार्गवाह्वयम्" इत्येवं वाक्यात्। सूतसंहितायां च "ततः कालीपुराणाख्यं वाशिष्ठं मुनिपुङ्गव" इति तत्रैव गणनाच। अत एव कालिकोक्तगणनायां सौरनिवेशोऽपि सङ्गच्छते। अतः पुष्कर-

पुराणशिवरहस्यविष्णुधर्मोत्तरविष्णुरहस्यादिवदिमानि शैवादीन्युपपुराणान्यतिरिक्तान्येवेति तत्रोक्तं भागवतं भिन्नमेवेति निश्चयः।

यत्तु, "प्रोष्ठपद्यां पौर्णमास्यां हेमसिंहसमन्वित"मिति मात्स्यश्रीभागवतयोर्वचसी याहनेन लिङ्गेन देवीपुराणमेव भागवतत्वेनोक्तवत्। तदप्यसङ्गतम्। सिंहपदस्यानेकार्थत्वात् 'सिंहस्तु राशिभेदे मृगाधिपे' इत्यनेकार्थकोशाभिधानात्। प्रौष्ठपद्यां च सिंहे सूर्यसत्त्वात्। हेम्न इव फलार्थं कालसम्बन्धस्यापि शक्यवचनत्वात्। भीमसत्यादिपदवदेकदेशप्रयोगस्यापि शक्यवच-नत्वेनाऽत्र सिंहासनस्यापि शक्यबोधाच्च। अत एव स्कान्दे "लिखित्वा तच्च यो दद्याद्धेमसिंह-समन्वित"मित्युक्तम्।

वस्तुतस्तु, श्रीभागवतपुराणसङ्ख्यां सम्भूतिमस्य वाच्यंप्रयोजने। "दानं दानस्य माहात्म्यं पाठादिश्च निबोधत"मिति प्रतिज्ञाय "ब्राह्मं दशसहस्राणी"त्यारम्य "चतुर्लक्ष उदाहृता" इत्यन्तेनाऽष्टादशा-न्तर्गतत्वेन प्रासङ्गिकमुक्त्वा "तत्राऽष्टादशसाहस्रं श्रीभागवतमिष्यते" इत्यनेन सङ्ख्यां, "इदं भगवता पूर्व"मित्यनेन सम्भूतिं, "आदिमध्यावसाने"त्यादिना वाच्यं, "कैवल्यप्रयोजन"मित्यनेन प्रयोजनं चोक्त्वाऽग्रे "प्रोष्ठपद्या"मित्यनेन दानतन्महात्म्ये उच्येते। तथैव मात्स्येऽपि, सङ्ख्योक्तिपुरः-सरमिदमुच्यते। देवीपुराणे च "लक्षमात्रेणे"ति वाक्यात्तावत्सङ्ख्याक्रमतो न चोद्याऽवसरः।

केचित्तु, देवीपुराणव्युदासाय भागवतशब्दं विचित्रोद्भिदाश्वकर्णाहीनादिशब्दवद्रूढमाहुः। सा यद्यपि कल्पना तु साधीयसी, तथापि "इदं भगवता पूर्वं ब्रह्मणे नाभिपङ्कजे। स्थिताय भवभीताय कारुण्यात्सम्प्रकाशितम्"। "इदं भागवतं नाम पुराणं ब्रह्मसम्मित"मित्यादिवाक्येषु योगस्य रूढेश्च प्रतिभानात् प्रतीतिकविपर्ययेति प्रतिभाति।

या तु केषाञ्चिदन्त्यजनुजातसङ्घातानां सकलप्रमाणमौलिभूतवेदफलभूते श्रीमद्भागवतेऽर्वा-चीनत्वशङ्का, सा तु, "त्रयो वेदस्य कर्तारो मुनिभाण्डनिशाचरा" इति तथागतप्रणीतकारिकोक्त-सरणिमनुसरन्ती माध्यमिकमतमध्यमध्यास्ते। यदि तथा स्यात् महान्तः प्रामाणिका निबन्ध-कर्तारः स्वस्वग्रन्थेषु तत्सम्मतिं न दध्युः।

क्वास्ति सम्मतिरिति चेत्। अवधेहि—प्रथमं तावच्छङ्कराचार्यकृते—चतुर्दशमतविवेके "परमहंसधर्मो भागवते पुराणे कृष्णेनोद्धवायोपदिष्ट" इत्युक्तम्। पाद्मसहस्रनामटीकायां वचनान्येव तत्र तत्र लिखितानि तथोपदेशसाहस्र्याष्टीकायां समाप्तौ श्रीभागवतवचनं लिखितम्। तथा सम्वत्सरप्रदीपनाम्नि प्राचीनगौडकृते स्मार्तनिबन्धे "शतशोऽथ सहस्रैश्च किमन्यैः शास्त्रसङ्ग्रहैः। गृहे न तिष्ठते यस्य शास्त्रं भागवतं कलौ। कथं स वैष्णवो ज्ञेयः शास्त्रं भागवतं कलौ। गृहे न तिष्ठते यस्य श्वपचादधिको हि सः" इत्यादिस्कान्दव-चनैर्गृहे श्रीभागवताभावे दोषं प्रदर्श्य कलिदोषतः पावित्र्याय कतिचिच्छ्रीभागवतवचनानि लेख्यानीत्युक्त्वा भूयांसि श्रीभागवतवचांसि लिखितानि। तथा हेमाद्रिव्रतदानखण्डकाल-निर्णयादिषु कलिधर्मनिर्णये च "कलिं सभाजयन्त्यार्या गुणज्ञाः सारभागिनः, कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेदि"त्यादीन्युदाहृतानि। एवं प्रक्रियाकौमुदीकृतो रामचन्द्राचार्यस्य

पुत्रेण नृसिंहाचार्येण च कालनिर्णयदीपिकाविवरणे 'श्रीभागवत' इत्युक्त्वा "आचार्यं मां विजानीयादि"ति । देवपूजाप्रकरणे चाथो विष्णुः सितरक्तपीततनुः कृष्णः कृतानामभिर्हसाद्यैरित्यत्र "कृतं त्रेता द्वापरं च कलिरित्येषु केशवः । नानावर्णाभिधाकारो नैवासौ विधिनेज्यते' इत्यादीनि लिखितानि । तथा विधानिवासभट्टाचार्यकृते सच्चरित्रमीमांसाख्ये स्मार्तनिबन्धे 'देवर्षिभूताप्तनृणां पितॄणां न किङ्करो नायमृणी च राजन्नि"ति, "त्वयोपभुक्तस्रगन्धे"त्यादीनि च सम्मत्यर्थं लिखितानि । तथा मधुसूदनसरस्वतीभिरपि भक्तिरसायने श्रीभागवतवचांस्येवोपनिबद्धानि । भगवद्गीतायाः सप्तमाध्यायव्याख्याने च जीवे प्रतिबिम्बपक्षे "नैवात्मन प्रभुरय"मिति सप्तमस्कन्धीयं वाक्यं लिखितम् । अन्यान्यमपि च तीरभुक्तविष्णुपुरीनाम्नापि भक्तिरत्नावल्यां नवधा भक्तिनिरूपणाय श्रीभागवतीयान्येव तत्र तत्र प्रदर्शितानि वचांसि । एवं काश्मीरदेशीयेन क्षेमेन्द्रनाम्ना क्षेमेन्द्रप्रकाशाख्ये स्मार्ते निबन्धे "त्वयोपभुक्तेत्या"दीनि लिखितानि । तथा च रचितेनाऽप्पय्यदीक्षितेनापि शिवतत्त्वविवेके "कर्णौ पिधाय निरयादि"त्यादीनि चतुर्थस्कन्धीयानि लिखितानि । तथा निर्णयसिन्धौ वामनजयन्तीनिर्णयेऽष्टमस्कन्धीयां "श्रोणायां श्रवणद्वादश्यामि"त्यादि लिखितम् । भगवद्भास्करे, श्राद्धमयूखे मांसनिषेधकं "न दद्यादामिषं श्राद्धे" इति सप्तमस्कन्धीयमलेखि । दिनकरोद्योते चैकादशीनिर्णये 'न कामकर्मबीजाना'मित्येकादशस्कन्धीयमलेखि । भट्टोजिदीक्षितकृतायां चतुर्विंशतिव्याख्यायामाचारकाण्डे तर्पणोत्तरं पूजानिर्णयेऽपि 'भागवतेऽप्यत एवोक्तमि"त्युक्त्वा "मूर्त्याऽभिमतयाऽऽत्मनः" इति, "उद्वासावाहने न स्तः" इति चोक्तम् । अतएव प्राचीनार्वाचीननानादेशीयनिबन्धकर्तृभिरादृतमपि ये न पश्यन्ति ते चक्षुष्मन्तोऽप्यन्धतमा इति दिक् ।

नन्वस्त्वेवमष्टादशान्तर्गतत्वम्, तथापि, पूर्वोक्तः पूर्वापरभावविरोधः कथं परिहार्य इति चेत्? उच्यते । पूर्वापरभावस्याविवक्षितत्वात्परिहार्य इति । न चाविवक्षितत्वे मानाभावः शङ्क्यः । स्कान्दे काशीखण्डेऽष्टाविंशाध्याये गङ्गामाहात्म्ये "तदा भगीरथो राजा क्व क्व भागीरथी तदा । यदा विष्णुस्तपस्तेपे चक्रपुष्करिणीतटे" इति देव्या पृष्टे "सन्देहोऽत्र न कर्तव्यो विशालाक्षि सदामले । श्रुतौ स्मृतौ पुराणे च कालत्रयमुदीर्यते । भूतं भव्यं भवच्चापि संशयं मा वृथा कृथाः" इति शिवेनोत्तरदानात्कालस्याविवक्षितत्वनिश्चयात् । अत एव पूर्वापरभावस्यापि तथाच सिद्धिः । एकत्र दृष्टः शास्त्रार्थोऽपरत्रापि तथेति न्यायात् । किञ्च, पूर्वापरभावस्य विवक्षितत्वे पुराणान्तरस्यापि बहिर्भावप्रसक्तिः । तथा हि । मार्कण्डेयपुराणारम्भे तावत् "भगवन्भारताख्यानं व्यासेनोक्तं महात्मना । पूर्णमस्तमलाद्यैर्नानाशास्त्रसमुच्चयैरि"त्याद्युक्त्वा, "तदिदं भारताख्यानं बह्वर्थं बहुविस्तरम् । तत्त्वतो ज्ञातुकामोऽहं भगवंस्त्वामुपागत" इति चोक्तानि । व्यासशिष्यजैमिनिना कृतेन प्रश्नचतुष्केन पुराणावतारकथा दृश्यते । सा च भारतोत्तरभावित्वमन्तरेणासङ्गता सती मार्कण्डेयपुराणस्याष्टादशभ्यो बहिर्भावमावहति । तथाग्निपुराणारम्भे "सूत त्वं पूजितोऽस्माभिः सारात्सारं वदस्व नः । येन विज्ञानमात्रेण सर्वज्ञत्वं प्रजायते" इति शौनकप्रश्ने "सारात्सारो हि भगवान्विष्णुरव्यय ईश्वरः" इत्याद्युक्त्वा, पुराणमवतार्य तत्र द्विधा सारं वदन् प्रसङ्गतो ग्रन्थान्ते

१ विरहुत् इति विहारप्रान्ते ग्रामः २ देवीभागवतस्य भागवतस्य चेति शेषः ।

"गीतासारं प्रवक्ष्यामि सर्वगीतोत्तरोत्तरम्। कृष्णोऽयमर्जुनायाऽऽहे"ति प्रतिज्ञाय "दैवी ह्येषा गुणमयी" "यस्यां जाग्रति भूतानी"त्यादीनि कतिचित्पद्यान्येवोक्तवान्। अर्थमात्रोक्तौ तु पद्यानि न वदेत्। अतो भारतोत्तरभावित्वमाग्नेयस्यापि सिध्यति। एवं च पुराणत्रयबहिर्भावेऽष्टादशानां पूर्वभावाभावादष्टादशपुराणानीति वाक्यस्यैवाऽसङ्गतत्वापत्तिश्च। ननु सूतोक्त्यनुवादवदिदं योगबलेनादावेवावादि, प्राक्कल्पीयवाग्वादीति नानेन भारतोत्तरत्वसिद्धिः, तथा सति वाक्यस्यापि नासङ्गतिरिति चेत्, तर्हि प्रकृतेऽपि तौल्यात्परिहृत एव भवत विरोध इति न ते वक्तुमवकाशः। नन्वपरितोषासङ्गतेरस्त्यवकाश इति चेत्, न, प्राक्कल्पीयव्यासापरितोषानुवादस्यात्रापि शक्यवचनत्वात्, इदमपि त्वद्रीत्योक्तम्। अन्यथा तु "अष्टादश पुराणानि कृतवानि"-त्यष्टादशपुराणानि कृत्वेत्येकं पदं सत्यवतीसुतविशेषणम्। न च क्त्व निबन्धसम्भवः "राजनि युधि कृञ," इत्यत्र कृञ इति योगविभागात्सिद्धेः। तथासति योऽष्टादशपुराणरक्षकः स भारतकर्तेति पूर्वापरभावमन्तरेणापि भूतार्थवादोपपत्तिरिति न किञ्चिदेतत्। उक्तकाशीखण्डीयैकवाक्येनैव निर्णयस्य जातत्वात्।

अत एव "अधीतवान्द्वापरादौ पितुर्द्वैपायनादहमि"ति "कलौ नष्टदृशामेष पुराणार्कोऽधुनोदितः," इति वाक्यद्वयमपि सङ्गच्छते। द्वापरादौ पाठस्य कल्यादौ शुकेन प्रचाररूपस्योदयस्य विरोधाभावात्। "लोकस्याजानतो व्यासश्चक्रे सात्वतसंहिता'मिति तु कालानुक्तेर्व्याख्यातप्रायमेवातो न कोऽपि शङ्कालेशः।

यत्तु, "अष्टादशपुराणानि अष्टौ व्याकरणानि च। ज्ञात्वा सत्यवती सूनुश्चक्रे भारतसंहिता-"मिति भविष्यप्रथमाध्यायवाक्यम्। तत्तु, शतकोटिप्रविस्तरपुराणान्तर्गताष्टादशसजातीयवाक्यकदम्बपरम्। व्याकरणसाहचर्यात्। नानाविधशुद्धशब्दवन्नानाविधार्थस्य भारत उपनिबन्धनीयत्वेन तज्ज्ञानस्यावश्यकत्वात्। न तु सकर्तृकर्तव्यपरम्। शतकोटिप्रविस्तरज्ञानेनैव चारितार्थ्येनैतज्ज्ञानस्यावश्यकतया तत्कथनानुपयोगात्। असर्वज्ञत्वापादकत्वाच्च। तत्राप्युपपुराणत्वेन वक्ष्यमाणराशिपरं भाति। अध्यायसमाप्तिकोटौ 'सर्वाण्येव पुराणानि कथितानि नरर्षभ। द्वादशैव सहस्राणि प्रोक्तानीह महर्षिभिः। पुनर्वृद्धिं गतानीह व्याख्यानैर्बहुभिर्नृप। यथा स्कान्दं तथा चेदं भविष्यं कुरुनन्दन। प्रल्हादं शतसाहस्र्यं श्लोकानां ज्ञातमेव हि। भविष्यमेव ऋषिणा लक्षार्द्धं सङ्ख्यया कृत'मित्युक्त्वा पुराणदर्शनप्रसङ्गदर्शनात्। न चेहोक्तयोः स्कान्दभविष्ययोर्महापुराणत्वं शङ्क्यम्। महर्षिप्रोक्तत्वलिङ्गविरोधात् पुराणसङ्ख्याविरोधाच्च। स्कान्दमेकाशीतिसहस्रकम्। शतमेकं तथेति। चतुर्विंशद्भविष्यं च तथा पञ्चशतानि'चेत्यादिवाक्यात्।

किञ्च, श्रीभागवते निर्वृतिप्रसङ्गेऽपि वेदानां चतुर्धाकरणमेवोक्त्वा, इतिहासपुराणपाठकत्वमेव च सूचयित्वा वेदानां शाखित्वं ततो भारतकरणं चोक्त्वाऽनिर्वृत्तिरुक्ता। न तु पुराणसमनन्तरकृतोऽष्टादशाध्यायविभागः। पूर्वोक्तमेव तेनाऽपि ज्ञायते। कानिचित् पूर्वं कृतानि कानिचिन्नेति।

यत्तु कश्चित्, श्रीभागवतमष्टादशपुराणातिरिक्तम्,। वेदेतिहासपुराणरचयितुरप्यजातचित्तप्रसादस्य व्यासस्य चित्तप्रसादजनकत्वादित्याह—तत्र हेतुरस्तु साध्यं मास्तु। अन्यथा द्वादश-

